1

એક વાત કહેવુ છે
મને કહેવા દો

ચેનથી રહેવુ હોય તો
બીજાને ચેનથી રહેવા દો

2

ખુદ શું બોલેછે ભાન હોવુ જોઈએ
દરેક પ્રત્યે માન હોવુ જોઈએ

આદમી ને બોલવા પહેલા સલામ
ખરા ખોટા નું જ્ઞાન હોવુ જોઈએ

3

ધારવા કરતા પુછી લેવુ સારૂ રહે છે
એનાથી સંબંધો બાકી રહે છે

સંબંધો ખોટી રીતે ટુટતા નથી
શા માટે ધારી લઈએ છે પુછતા નથી

આ આપણામા બહુ મોટી ખામી છે
આદત બીલકુલ ખોટીને નકામી છે

દીલમા કંઈક ખટકે તો પુછી લેવુ જોઈએ
પ્યારથી મામલાને હલ કરી લેવુ જોઈએ

ઈસ્લામનો આ કેટલો સરસ સંદેશ છે
ઈસ્લામી મુલ્યો કેટલા દુર અંદેશ છે

4

ન્યુ ટેકનોલોજી એ કામો તો ઈઝી કરી દીધા છે
પરંતુ માણસોને ખાહમખાહ બીઝી કરી દીધા છે

જેને જુઓ તે એમાજ મસ્ત છે
હર ઘડી એમાજ વ્યસ્ત છે

યારોને પણ મળતો નથી
જરૂરી કામો પણ કરતો નથી

ટેક્નોલોજી ના ફાયદા બેશક અનેક છે
સાથે ઘણા બધા સાઈડ ઈફેક્ટ છે

5

બચપનના દીવસો કેટલા સારા હતા
આપણે સૌની આંખોના તારા હતા

દીવસે આવતી મીટટીની ભીની ખુશ્બુ
રાત્રે આકાશમા જગમગતા તારા હતા

ન આજની ચિંતા ન કાલનુ ટેન્શન હતુ
ખુશીથી હરયુ ભરયુ જીવન હતુ

યારોની યારીમા સચ્ચાઈ હતી
ન કોઈ દગાબાજી ન લુચ્ચાઈ હતી

વાતાવરણ ગામનુ ખુબ શાંત હતુ
વડીલો ના પ્રત્યે દીલમાં માન હતુ

ગલી રસ્તાઓ ભલે કાચા હતા
લોકોના જઝબાત સાચા હતા

જે આવતુ મનમાં કરી ગુજરતા
કહેવાતા પોતાના મનના રાજા હતા

લોકોમા દેખાવ કે બનાવટ ન હતી
લોકો લાગણીશીલ ને સીધા સાદા હતા

થતા એક બીજાના સુખ દુઃખમા શામીલ
મજબુત આપસના રીશ્તા નાતા હતા

આ બધા દ્રશ્યો નજર સામેથી ખસતા નથી
હટાવવા માંગો તો પણ એ હટતા નથી

આજના નાનકા મોબાઈલ પાસેથી ખસતા નથી
બે ચાર દોસ્તો ભેગા મળીને કશે બેસતા નથી

સલામ જમાનો કેટલો બદલાઈ ગયો છે
આજનો માનવ મોબાઇલમા ખોવાઈ ગયો છે

6

માણસ દુનિયાથી ચાલ્યો જાય છે
પાછળ પોતાની યાદો મુકતો જાય છે

માટે જીવન એવુ જીવોકે લોકો યાદ કરે
ન એવુ જીવન જીવોકે લોકો ફરીયાદ કરે

7

સમય કેટલો જલ્દી પસાર થઇ જાય છે
સવાર પડતી નથી કે સાંજ થઇ જાય છે

સલામ અહીંયા કોઈની બધી ખાહીશ પુરી નથી થતી
હાં એને પુરા કરવાની ચાહ મા ઉંમર પુરી થઈ જાય છે

8

આજે આ હાલત આપણી થઈ ગઈ છે
કે દીલની ગલી બીલ્કુલ તંગ થઈ ગઈ છે

પરાયા અને પારકા ની વાત નથી સલામ
પોતીકા ના માટે પણ આ હાલત થઈ ગઈ છે

9

નશો કોઈ પણ વસ્તુનો સારો નથી હોતો
પછી તે માલ હોય ખુરશી કે તાકત

આમ તોર પર આ વસ્તુઓ સલામ
બગાડી દેછે આદમી ની આદત

10

દુનિયા ને કમાલ નહીં એબજ દેખાતા હોય છે
લોકો અકષર એવા હોતા નથી જેવા દેખાતા હોય છે

જે પોતાને બહુ પાક સાફ સમજે છે
સલામ એમને પોતાના એબ ક્યાં દેખાતા હોય છે

11

આદમી દુનિયામા થઈ ગયો વ્યસ્ત એટલો છે
ન જાણે કેવી અને કેટલી ઉંચી સોચો છે

નેક આઅમાલ થી દામન ભરતા રહેશો
યાદ રાખશો જીવનનો ક્યાં કોઈ ભરોસો છે

12

ખુદમા જાંકવુ ખુબ દુશ્વાર મુશ્કેલ ને કઠીન છે
તમે પણ આ વાતથી સહમત હશો મને યકીન છે

અઝ કલમ:- અબ્દુલ સલામ માસ્ટર
લાજપુરી.લંડન. યુ.કે